# મેદાની સ્કૂલ

અવિ

ચિત્ર : બિલ ફાર્ન્સવર્થ



## અધ્યાય 1

# નવી જમીન

1880 માં બીડસન પરિવાર, મેઈન માં એના ખરાબ થઈ ચુકેલા ખેતર માં થી કોલોરાડો ના નવા રાજ્ય માં ચાલ્યો ગયો.

ત્યાં, લાંબા લાંબા નીચાણમાં ઉતરતા ભાગવાળા વૃક્ષરહિત ઘાસિયા મેદાન માં, એમણે એક કાચી ઇંટ નું ઘર બનાવ્યું, માટી ખેડી, બીજ વાવ્યા અને ઘઉં ની લણણી કરી.

નોઆહ, જે નવ વર્ષ નો હતો, બધા કામો માં મદદ કરતો હતો. એ પાણી લાવતો અને જાનવરો ને ખવડાવતો હતો. એ સુનિશ્ચિત કરતો કે એનું ઘર સાપ થી મુક્ત રહે અને ચૂલા ની આગ સદા સળગતી રહે.

એણે વારે-વારે ઘોડા પર ચઢી ને મેદાની ઇલાકા ને એટલે કે પ્રેયરી ને ચક્કર લગાવ્યા. એ કોઈ પક્ષી ની જેમ મુક્ત હતો. એ મેદાની ઇલાકા ને બહુ પ્રેમ કરવા લાગ્યો હતો.



એક દિવસ મિસિસ બીડસને એના દીકરા ને કહ્યું, "નોઆહ, આપણે ત્યાં એક મહેમાન આવવાના છે."

"કોણ?" નોઆહે પૂછ્યું.

"મારી બહેન અને તારી માસી ડોરા."

"તમે કહ્યું હતું કે એ એક સ્કૂલ માં ભણાવે છે."

"એ તને સ્કૂલી શિક્ષા આપવા અહીં આવી રહી છે."

"સ્કૂલી શિક્ષા!" નોઆહે કહ્યું. "શું હું તમારી અને પિતાજી જેટલી મહેનત નથી કરતો?"





"નોઆહ," મિસ્ટર બીડસને કહ્યું, "તારી માઁ અને હું મુશ્કેલી થી લખી-વાંચી શકીયે છીએ. અમે ઇચ્છીયે છીએ કે તું અમારા થી વધારે સારો થા."

નોઆહ કાચી ઇંટો ના ઘર માં થી બહાર નીકળ્યો.મેદાન માં થી એણે આકાશ ભણી જોયું. "મેદાની ઇલાકા માં ભણવાનું એટલું જ ઉપયોગી છે જેટલા તારા!" એણે કહ્યું.



અધ્યાય 2

# ડોરા માસી

બે મહિના પછી નોઆહ અને એની માઁ એની વેગન માં નજીક ના રેલવે સ્ટોપ પર ગયા. એ ઘર થી પચ્ચીસ માઈલ દૂર હતું. પણ જયારે ટ્રેન આવી ત્યારે એમાંથી કોઈ ઉતર્યું નહીં.

નોઆહ મલકાયો. "લાગે છે ડોરા માસી સમજદાર થઇ ગયા છે અને એ આવ્યા નથી."

ત્યાં સરસામાન ના ડબ્બા માં થી એક વ્હીલચેર ઉતારવામાં આવી. બે લોકો એ એક મહિલા ને યાત્રી ડબ્બા માં થી ઉતારી ને વ્હીલચેર માં બેસાડયા.

"ડોરા!" મિસિસ બીડસને બૂમ પાડી. "શું એ તમે છો?"

"હા, હું જ છું," ડોરા માસી એ કહ્યું.

"પણ આ તમને શું થયું?" એની બહેને પૂછ્યું.

"તારા પશ્ચિમ જવાના તુરંત બાદ, એક નાની ગાડી જે હું ચલાવી રહી હતી, એ પલ્ટી ખાઈ ગઈ. એ પછી મેં મારા પગ ખોઈ દીધા. મેં એ વિષે લખ્યું નહીં કારણકે હું નહોતી ઇચ્છતી કે તું મારી ચિંતા કરે. પણ હવે હું ઠીક છું. તારો પત્ર એક આશીર્વાદ રૂપે આવ્યો. કારણકે મને એક બદલાવ ની સખત જરૂર હતી."

મિસિસ બીડસને એની બહેન ને આલિંગન કર્યું.

"અને આ મારો છાત્ર હશે," ડોરા માસી એ નોઆહ તરફ જોઈ ને કહ્યું.

"નોઆહ," એણે પૂછ્યું, "શું તું કંઇક શીખવા તૈયાર છે?"

"આ મેદાની ઇલાકા માં સ્કૂલી શિક્ષા ની કોઈ જરૂરત નથી," નોઆહે કહ્યું.

"એટલે કે તું તૈયાર છે!" ડોરા માસી એ હસી ને કહ્યું.

પછી બંને બહેનો એ પોતાના પરિવાર વિષે વાતો કરી. નોઆહે એક શબ્દ પણ ન કહ્યો.





અધ્યાય 3

# એક અઠવાડિયું

## સોમવાર

ડોરા માસી એ ઇંટ ના કાચા ઘર માં એની સ્કૂલ ચાલુ કરી. ઘર માં અંધારું હોવાને લીધે ત્યાં એક બત્તી કરવામાં આવી.

પણ ત્યાં નોઆહ બે માઈલ દૂર ખાડી માં થી પાણી લાવવા ચાલ્યો ગયો. એણે પાછા ફરવામાં પણ બહુ વાર કરી.

જયારે એ આવ્યો તો ડોરા માસીએ એ અક્ષર તરફ ઈશારો કર્યો જે એણે બોર્ડ પર લખ્યો હતો. માસી એ કહ્યું, "મહેરબાની કરીને આને દોહરાવ."

"એ," નોઆહે કહ્યું. પછી એ ઉભો થઇ ગયો અને એણે બહાનું બનાવ્યું. "ડોરા માસી, હું આજે મુર્ગીઓ ને ખવડાવવાનું ભૂલી ગયો છું."

## મંગળવાર

જયારે નોઆહ એના સવાર ના કામ માં થી પાછો આવ્યો, તો એ એની ખુરસી માં બેસી ગયો. એ કંઇક બેચેન લાગી રહ્યો હતો.

બ્લેકબોર્ડ પર ડોરા માસી એ "બી" અક્ષર લખ્યો હતો. "આ અક્ષર 'બી' છે," એણે કહ્યું. "શું તું એ વાંચી શકે છે?"

ત્યાં નોઆહે સામે ના આંગણા માં એક સાપ જોયો. "એ સાપ ને કાઢવો જરૂરી છે!" એણે બૂમ પાડી. પછી એ એ દિવસે પાછો ન આવ્યો.





## બુધવાર

ડોરા માસી એ બોર્ડ પર વર્ણમાળા લખી. એણે એક છડી થી અક્ષરો તરફ ઈશારો કર્યો. "નોઆહ, શું તું આમાં તારા નામ ના અક્ષર શોધી શકે છે?"

"નહીં."

"નોઆહ, શું તું બિલકુલ ભણવા નથી ચાહતો?"

"આ મેદાની ઇલાકા માં ભણવા માટે કંઈ નથી," એણે કહ્યું.



## શુક્રવાર

ડોરા માસી એ બોર્ડ પર સંખ્યા લખી. "શું તું સંખ્યા શીખવા ચાહીશ?" એમણે પૂછ્યું.

"ડોરા માસી," નોઆહે કહ્યું, "અંદર બહુ ગર્મી અને અંધારું છે."

"નોઆહ," ડોરા માસી એ કહ્યું, "તું એટલો જ જિદ્દી છે જેટલો એક ખચ્ચર ચડતા ઢોળાવ પર હોય છે."

## ગુરુવાર

જયારે પણ ડોરા માસીએ ભણાવવાની કોશિશ કરી, નોઆહે દરેક વખતે કોઈક કામ નું બહાનું કર્યું. પછી એણે એ કામ બહુ ધીરે-ધીરે કર્યું.



## શનિવાર

ડોરા માસી બહુ પરેશાન હતા. એ આજે કંઈ પણ ભણાવવા નહોતા ચાહતા.

## રવિવાર

"મને ડર છે કે મારી શીખવાડવાની પધ્ધતિ અહીં કામ નહીં કરે," ડોરા માસી એ એની બહેન અને બનેવી ને કહ્યું.

"ડોરા," એની બહેને વિનમ્રતા થી કહ્યું, "અહીં નું જીવન બહુ અલગ છે."

"અને મને ડર છે," મિસ્ટર બીડસને કહ્યું, "અમારો નોઆહ એક સામાન્ય મેદાની છોકરો બની ગયો છે."

એ સાંભળી ને ડોરા હસી પડી. "હવે મને સમજાયું કે મારે શું કરવાનું છે!"





અધ્યાય 4

# મેદાની સ્કૂલ

બીજી સવારે જયારે નોઆહ પાણી ભરીને પાછો ફર્યો ત્યારે ડોરા માસી કાચા ઘરમાં થી બહાર નીકળી આવી. એના ખોળા માં એક ચોપડી હતી.

"નોઆહ," ડોરા માસી એ કહ્યું, "તું મારી વ્હીલચેર ને ચારે બાજુ ધકેલ અને મને ફેરવ. હું તારો મેદાની ઇલાકો એટલે કે પ્રેયરી જોવા ઈચ્છું છું."

"અહીં ની જમીન સમતળ નથી," નોઆહે ચેતવણી આપી. વ્હીલચેર ઊંચી-નીચી જમીન પર ચાલશે કે નહીં એ વાત પર એને સંદેહ હતો.

"ઠીક છે, તો તું મને વ્હીલચેર થી સરખી રીતે બાંધી દે."

જયારે નોઆહે ડોરા માસી ને પ્રેયરી પર ધકેલ્યા, તો ખુરશી એક ઘોડા ની જેમ ઉછળી. પણ ડોરા માસી એ એને પકડી રાખી.

"બહાર તો બહુ સુંદર છે," ડોરા એ કહ્યું. "અચ્છા, પેલા પીળા ફૂલ નું નામ શું છે?"

નોઆહે એના ખભા ઉલાળ્યા.

ડોરા માસી એ એની ચોપડી માં જોયું. "એ એક 'ડોગટૂથ વાયોલેટ' ફૂલ છે," એણે વાંચી ને કહ્યું. "એ આ ક્ષેત્ર ની એક માત્ર લીલી છે. એ એક બલ્બ માં થી ઉગે છે. ઇન્ડિયન્સ એ બલ્બ ને ઉકાળે છે અને એને ખાય છે."

નોઆહ ને અચંબો થયો. "શું એ સાચું છે?" એણે પૂછ્યું.

ડોરા માસી એ ચોપડી ના પાના તરફ ઈશારો કર્યો. "એ જ તો આ પુસ્તક માં લખ્યું છે. હવે મને પ્રેયરી નો બીજો હિસ્સો બતાવ," એમણે કહ્યું.



આખો દિવસ નોઆહે માસી ને અહીં-તહીં ઘુમાવ્યા. આખો દિવસ ડોરા માસી એ જે કંઇ જોયું એ વિષે સવાલ કર્યા. નોઆહે એ બધું જણાવ્યું જે એ જાણતો હતો. પછી દર વખતે ડોરા માસી એ એની ચોપડી માં જોયું અને નોઆહ ને એના વિષે વાંચી સંભળાવ્યું.



નોઆહ મૂંઝાયો. "ડોરા માસી, તમે આટલા ચાલાક કેવી રીતે છો?"

"હું વાંચી શકું એટલી ચાલાક છું," માસી એ કહ્યું.



અધ્યાય 5

# તારા

એ રાતે ડોરા માસી એ નોઆહ ને એને બહાર લઈ જવા કહ્યું. રાત નું આકાશ તારાઓ થી ભરેલું હતું.

" નોઆહ," ડોરા માસી એ કહ્યું, "તું ત્યાં શું જોઈ રહ્યો છે?"

"તારા," નોઆહે કહ્યું.

"હું પણ તારા જોઈ રહી છું. પણ હું એમાં ચિત્ર પણ જોઈ રહી છું."

"ચિત્ર? ક્યાં?"

"જો ત્યાં આકાશ માં પરાક્રમી યોદ્ધો હરક્યુલિસ છે. જો, ત્યાં એક સાપ છે. ત્યાં બિગ ડીપર એટલે સપ્તર્ષિ છે. અને એની પાસે લિટ્ટલ ડીપર છે."

નોઆહે કહ્યું, "શું તમે મને એ કહી રહ્યા છો કે તમે એ બધું એ ચોપડી માં થી શીખ્યા છો?"

"ચોપડીઓ વાંચવાથી જ મને એ બધું સમજવામાં મદદ મળે છે જે હું જોઉં અને સાંભળું છું."

નોઆહે માથું નમાવી લીધું. "પણ અહીં મેદાની ઇલાકા માં ચોપડીઓ ઉપલબ્ધ નથી."

"મારી એક પતરા ની પેટી ચોપડીઓ થી ભરેલી છે."

નોઆહે કંઈ ન કહ્યું.

" નોઆહ," ડોરા માસી એ ધીરે થી કહ્યું, "વાંચતા શીખ અને પછી તું એક દિવસ પ્રેયરી ને પણ વાંચી શકીશ. તારે એ વિષે શું કહેવું છે?"

પળવાર પછી નોઆહે કહ્યું, "હું એ કરવાની કોશિશ જરૂર કરી શકીશ."



અધ્યાય 6

# શીખવું

બીજે દિવસે સવારે, તેજ તડકા માં, નોઆહ ડોરા માસી ના પગ પાસે બેસી ગયો.

ડોરા માસી એ એને એક ચોપડી સોંપી. "આ એક બાળપોથી (પ્રાથમિક જ્ઞાન આપનારી ચોપડી) છે," એમણે કહ્યું. "તારી પહેલી ચોપડી."

નોઆહે ચોપડી ખોલી.








નોઆહ ગભરાઇ ને ઉભો થયો. ધીરે-ધીરે, એ બધા છવ્વીસ અક્ષરો મોટેથી બોલ્યો.

"શું હું એ બધા શીખી ગયો છું?" એણે ડોરા માસી ને પૂછ્યું.

"હા, બિલકુલ."

મિસ્ટર બીડસન એટલા ઉત્સાહિત થયા કે એણે એની મુઠ્ઠી જોરથી ટેબલ પર પછાડી. મિસિસ બીડસને ખુશી થી તાળી પાડી.

એ સપ્તાહ ડોરા માસી એ નોઆહ ને એક સ્લેટ પર અક્ષર શીખવા અને લખવાનું કામ આપ્યું. ઘણી વાર નોઆહે એટલી મહેનત કરી, કે એના હાથ અને માથા માં પીડા થવા લાગી. સપ્તાહ ના અંત માં ડોરા માસી એ એક ઘોષણા કરી, "હવે નોઆહ બધા અક્ષર જાણે છે."





અધ્યાય 7

# સારું ભાગ્ય

હવે નોઆહ નું જીવન બદલાઈ ગયું હતું. એ હજી પણ ઘર ના અમુક કામ કરતો હતો. પણ માતા-પિતા બાકી કામ કરતા હતા જેથી નોઆહ શીખવામાં વધારે સમય વિતાવી શકે.

થોડા દિવસો નોઆહે એ ચોપડીઓ માં થી વાંચ્યું જે ડોરા માસી એની સાથે લાવ્યા હતા. અન્ય દિવસો માં ડોરા માસી એ નોઆહ ને પ્રેયરી માં બહાર લઈ જવા કહ્યું. ત્યાં માસી એ નોઆહ ને કવિતા અને વાર્તાઓ વાંચી ને સંભળાવી. ક્યારેક-ક્યારેક એ એને ત્યાં ની જમીન વિષે તથ્ય વાંચીને સંભળાવતા. મોટે ભાગે માસી નોઆહ ને જ વાંચવા કહેતા હતા.

બે મહિના પછી તેઓ એક પહાડી પરથી જઈ રહ્યા હતા, ત્યાં ડોરા માસી બોલ્યા,"ઉભો રહે!"

"શું વાત છે?" નોઆહે પૂછ્યું.



ડોરા માસી એ ઈશારો કર્યો. "એક ફૂલ છે જેને આપણે પહેલા ક્યારેય જોયું નથી. એ ક્યુ છે?" એણે નોઆહ ને એની ફૂલોવાળી ચોપડી આપી.

નોઆહે ફૂલ તરફ જોયું, પછી ચોપડી ખોલી. "એને પ્રેયરી બેલ કહે છે," એણે ધીરે-ધીરે વાંચ્યું. "આ ફૂલ વર્ષ માં ફક્ત એક વાર ખીલે છે. જે લોકો એને જુએ છે એ બહુ ભાગ્યશાળી હોય છે."

ડોરા માસી હસી પડયા. "હવે નોઆહ, તે આ વાંચ્યું ન હોત, તો તું એ ક્યારેય ન જાણી શકત કે તું તારા જીવનભર ભાગ્યશાળી રહીશ!"



ચાર મહિના પછી ડોરા માસી એ નોઆહ ને "સાલ્મ ઓફ લાઈફ" નામની એક કવિતા જોરથી વાંચવા કહ્યું.

જયારે નોઆહે વાંચવાનું પૂરું કર્યું, તો મિસ્ટર બીડસને કહ્યું, "એ સૌથી શક્તિશાળી કવિતા છે જે મેં ક્યારેક સાંભળી છે." એની આંખો માં આંસુ હતા.

મિસિસ બીડસને નોઆહ ને આલિંગન આપ્યું. પછી એણે એની બહેન ને પણ આલિંગન આપ્યું.

એ રાતે નોઆહ ગાદલા માં સૂતો હતો. એ બહુ ઉત્સાહિત હતો અને એને ઊંઘ નહોતી આવતી. એણે એની માઁ ને એવું કહેતા સાંભળ્યા, "આપણો નોઆહ આપણાથી ઘણો વધારે ચતુર થવાનો છે."

"મને બહુ ગર્વ મહેસુસ થઈ રહ્યો છે," એના પિતા એ કહ્યું.



ત્યારથી નોઆહ હંમેશા રાત્રિભોજન પછી
પરિવાર ને કંઇક વાંચી ને સંભળાવતો હતો.
ક્યારેક-ક્યારેક એ કોઈ કવિતા હતી, અથવા
કોઈ વાર્તા અથવા ઇતિહાસ ની ચોપડી નો એક
અધ્યાય. ક્યારેક-ક્યારેક એ બાઇબલ નો એક
અંશ હતો.

શરુ માં એ ધીરે-ધીરે વાંચતો હતો. ઘણીવાર
એને શબ્દ વાંચવામાં  ડોરા માસી ની મદદ ની
જરૂરત હતી. દિન-પ્રતિદિન એ વધારે સારો
થતો ગયો.

ઘણી વાર નોઆહ એના વાંચન થી એટલો ખુશ
થતો હતો કે બહાર ભટકતો હતો અને તારાઓ
ને નિહારતો હતો. ત્યારે એને એવું લાગતું જાણે
એ બધા ચિત્રો બની ગયા હોય.





અધ્યાય 8

# છેલ્લા પાઠ

એક રાત્રે ડોરા માસી અને નોઆહ બહાર તારાઓ જોઈ રહ્યા હતા.

"ડોરા માસી," નોઆહે કહ્યું, "મને એક નવું નક્ષત્ર મળ્યું છે."

"ક્યુ?"

"એને 'વ્હીલચેર' કહે છે અને તમે એમાં બેઠા છો. જુઓ, એ રહ્યા એ તારા." એણે એના નામ બતાવ્યા.

"નોઆહ બીડસન!" ડોરા માસી હસી પડયા. "હવે જયારે તું મને સ્વર્ગ માં જોઈ રહ્યો છે, તો મને લાગે છે કે હવે મારે ઘરે જવાનો સમય આવી ગયો છે."

"ડોરા માસી, હું ચાહું છું કે તમે અહીં જ રહો અને મને વધારે શીખવાડો."

"પણ શિયાળો શરુ થતા પહેલા મારે ઘરે જવું જરૂરી છે," એમણે કહ્યું. "તેં એક સારી શરૂઆત કરી છે, નોઆહ. હવે તું પોતે તારો સૌથી સારો શિક્ષક છે."

નોઆહ વિચારશીલ થઇ ગયો. "ડોરા માસી, શું હું તમને બે પ્રશ્નો પૂછી શકું છું?"

"બેશક."

"શું વ્હીલચેર માં હર સમય રહેવું મુશ્કેલ હોય છે?"

"હા."

"તમારી બધી ચોપડીઓ અને વાંચવાનું છોડી દેતા તમને તમારા પગ પાછા મળે, તો શું તમે એ કરશો?"



ડોરા માસી ચૂપ હતા. પછી એણે કહ્યું, "નોઆહ, પુસ્તકો થી મારી બુદ્ધિ જેટલી આગળ જઇ શકે છે, એટલા આગળ મારા પગ મારા શરીર ને નહીં લઇ જઇ શકે. બંને હોવાનો મતલબ - જેમ તારી પાસે છે – એ કે તમે બમણા આગળ જઇ શકશો."



બે અઠવાડિયા પછી નોઆહ, એની માઁ અને ડોરા માસી પાછા રેલવે સ્ટોપ પર ગયા.

મિસિસ બીડસને એની બહેન ને એક અશ્રુપૂર્ણ ચુંબન આપ્યું.

જયારે નોઆહે ડોરા માસી ને આલિંગન આપ્યું, ત્યારે એમણે નોઆહ ને એક પત્ર આપ્યો. "જયારે તું ઘરે પહોંચીશ, ત્યારે જ વાંચજે," એમણે કહ્યું.

નોઆહ એ રાત્રે મોડે થી ઘરે પહોંચ્યો. એ ડોરા માસી નો પત્ર બહાર લઈ ગયો અને એકલાએ જ વાંચ્યો.



પ્રિય નોઆહ,

અત્યારે હું પૂર્વ તરફ જતી ટ્રેન માં છું. તું પ્રેયરી ના તારાઓ નીચે હોઈશ.

પણ કેમકે તું હવે લખી-વાંચી શકે છે, એટલે આપણે ભલે ગમે તેટલા દૂર હોઈએ, આપણે હંમેશા એક-બીજા સાથે વાતો કરી શકીશું.

તારી પ્યારી માસી,

ડોરા

એ જ રાત્રે નોઆહે બેસી ને પોતાનો પહેલો પત્ર લખ્યો.



પ્રિય ડોરા માસી,

હું પ્રેયરી પર રહુ છું, પણ હવે હું આખી
દુનિયા ને વાંચી શકું છું.

તમારો પ્યારો ભાણેજ

નોઆહ